# આણંદ તાલુકાની

# ભૂગોળ

ખેડા જીલ્લાના સામાન્ય વર્ણન સાથે

કર્તા અને પ્રકાશક:
સી. એચ. દવેની કંપની,
બુકસેલર્સ એન્ડ સ્ટેશનર્સ
આણંદ

કીંમત ૦—૨—૦

આણંદ તાલુકાની

# ભૂગોળ

ખેડા જીલ્લાના સામાન્ય વર્ણન સાથે

કર્તા અને પ્રકાશક:
સી. એચ. દવેની કંપની,
બુકસેલર્સ એન્ડ સ્ટેશનર્સ
આણંદ

કીંમત ૦—૨—૦

# પ્રસ્તાવના



કુમળી વયનાં બાળકો આનંદથી વાંચે, ભૂગોળ-
ની અને ખાસ કરીને પોતાના તાલુકાની અગત્યની
બાબતો તેમના સમજવામાં આવે અને શિક્ષકોને
કંઇક ઉપયોગી થઈ પડે તેવી **આણંદ તાલુકાની**
**ભૂગોળ** લખવાનો વિચાર લાંબી મુદતે અમલમાં
મુકાતાં અને તેનીજ આ બીજી આવૃત્તિ પ્રકટ
કરતાં મને ઘણો આનંદ થાય છે.

બાળકને શરૂઆતમાં ભૂગોળમાં દિશા, ખુણા,
પરાનો અને ગામનો તફાવત, તાલુકામાં જાણવા લાયક

હકીકત અને વ્યવહારોપયોગી કેટલીક હકીકત સમજાવવી જોઈએ; તે સિદ્ધાંત લક્ષમાં રાખીને આ નાનકડું પુસ્તક લખવામાં આવ્યું છે. આશા છે કે તે વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઈ પડશે.

અનુભવી શિક્ષક બંધુઓ તરફથી યોગ્ય સુધારા વધારા કરવાનું સૂચવવામાં આવશે, તો આભાર સાથે તે સ્વીકારી હવે પછીની આવૃત્તિ વખતે તેનો અમલ કરવામાં આવશે.

આ પુસ્તક લખવામાં જીટોડીઆના હેડ માસ્તર રા. શિવાભાઈએ જે કીંમતી મદદ કરી છે તે માટે તેઓ સાહેબનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આણંદ,
સપ્ટેમ્બર ૧૯૨૮

ચા. હ. દવે





નકશો
આણંદ તાલુકો
સમજુતી
બજારનુ ગામ
સરકારી બંગલો
તળાવ
રેલવે
સડક
સ્ટેશન
ઉત્તર
પશ્ચિમ
પૂર્વ
દક્ષિણ
મૈલનો સ્કેલ
૧ ૦ ૧ ૨ ૩ ૪ ૫
શેઢી નદી
ઠાસરા
અરડી
બોરા
થામણા
પણસોરા
પરવટા
લિંગડા
ઉમરેઠ
વણસોલ
આશીપુરા
ભાટપુરા
બેસરી
મેઘવા
રતનપુરા
હમીદપુરા
સુરેલી
બડાપુરા
અજરપુરા
ભાલેજ
ડાગજીપુરા
કાસર
ખાનકુવા
ભરોડા
સુંદલપુર
સરદારપુરા
કણભાઈપુરા
ઓડ
બોરીઆવી
સામરખા
કુંજરાવ
બળેસરપુરા
સીલી
તરણેલ
રાસનોલ
ખંભોળજ
ગામડી
ચિખોદરા
બેડવા
ધોળી
પરવતાપુરા
આણંદ
વઘાસી
સારસા
કરમસદ
ખાનપુર
મોગર
મેઘવા
ઝીંટોડીઆ
વહેરાખાડી
વડોદ
નાવલી
રાજુપુરા
અડાસ
બોરસદ તાલુકો
PREPARED BY A. H SAPRE B Ag

# શિક્ષકોને સૂચના



છોકરાઓને સહેલાઈથી સમજી શકાય તેવી રીતે દિશાઓ જોતાં અને ખુણા ઓળખતાં શીખવવું.

વસ્તીના આંકડા ગોખાવવાની જરૂર નથી, પરંતુ તે આંકડાની મદદથી ગામડાનો અને મોટા ગામનો તફાવત સમજાવવો. નજીકના પરાનો દાખલો આપી પરાનો અર્થ બરાબર સમજાવવો.

નિરીક્ષણ માટે જે વખત રાખવામાં આવ્યો છે તે વખતે છોકરાઓને બહાર લઈ જઈ તળાવ, ધર્મ-શાળા, નાળું, પૂલ, રેલ્વે સ્ટેશન, પોસ્ટ ઓફીસ, કોર્ટ અગર કચેરી વગેરે જે જે પોતાના ગામમાં જોવા જેવું હોય તે બતાવી શીખવવું જેથી વાંચવા

કરતાં નજરે જોવાથી સહેલાઈથી યાદ રાખી સમજી શકે. આવી રીતે શીખવવાથી તેઓને નાનપણમાંથી વ્યાવહારિક જ્ઞાન મળે.

કરબા અને વાંટાનો અર્થ બરાબર સમજાવવો.

શિક્ષક છોકરાઓને માટે ઉપયોગી લાગે એટલો ભાગ તેમને શીખવવો, બાકીનો કમી કરવા જેવો ભાગ કમી કરવો. તેમના ઉપર બધો બોજો નાખી દેવા યત્ન કરવો નહિ. વ્યાવહારિક જ્ઞાન તેમને ભવિષ્યમાં ઉપયોગી થાય માટે તેની ખાસ જરૂર છે. છોકરાઓને રફતે રફતે દેખાડતા જવું અને સમજાવવું જેથી સહેલાઈથી સમજી યાદ રાખી શકે, પણ એકજ દિવસે બધું સમજાવવા યત્ન કરવો નહિ. કુમળી વયના બાળકના કુમળા મગજ ઉપર વધુ બોજો સહન થઈ શકે નહિ.

---

# આણંદ તાલુકાની ભૂગોળ



## વ્યાખ્યાઓ

દિશા ચાર છે. તેનાં નામઃ ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ. ખુણા ચાર છે. તેનાં નામઃ અગ્નિ, નૈરૂત્ય, વાયવ્ય અને ઈશાન.




દિશાઓ ઓળખવાની રીતઃ— જે બાજુએ સૂર્ય ઉગે છે તેને ઉગમણી કે પૂર્વ દિશા કહે છે. જે બાજુએ સૂર્ય આથમે છે તેને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે.

પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફની ઉત્તર દિશા અને જમણા હાથ તરફની દક્ષિણ દિશા કહેવાય છે. આપણી પાછળ-ની પશ્ચિમ દિશા કહેવાય.

## નકશાની દિશા જાણવાની રીત




નકશા તરફ મોં કરી ઉભા રહીએ તો માથા તરફની ઉત્તર દિશા કહેવાય. પગ તરફની દક્ષિણ

---

* ખુણા શીખવવા માટે શિક્ષકે કાળા પાટીઆ ઉપર અગર સ્લેટ કે ભોંય ઉપર, ઉપર બતાવ્યા

દિશા કહેવાય. આપણા જમણા હાથ તરફની પૂર્વ દિશા અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા કહેવાય.

પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખુણાને અગ્નિ ખુણો કહે છે.

દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના ખુણાને નૈરૂત્ય ખુણો કહે છે.

પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેના ખુણાને વાયવ્ય ખુણો કહે છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખુણાને ઇશાન ખુણો કહે છે.

ચાર દિશાઓ અને ચાર ખુણા મળી આઠ દિશાઓ થઈ. પણ આપણે ઉભા રહ્યા તેની ચાર

---

માણે આકૃતિ દોરી દિશા તથા ખુણા સહેલાઈથી શીખવવા. કઈ બે દિશા વચ્ચે કયો ખુણો આવેલો છે તે આકૃતિની મદદથી સહેલાઈથી શીખવી શકાશે. વચ્ચે કાળું ટપકું છે તે પોતે ઉભેલા છીએ એમ સમજી દિશા તથા ખુણા જોવા.

બાજુ ચાર દિશા અને ચાર દિશા વચ્ચેના ચાર ખુણા એમ શીખ્યા પણ આપણા માથા ઉપર આકાશ અને આપણા પગ નીચે પાતાળ એમ એ બે દિશાઓ વધી તે મળી દશ દિશાઓ થાય છે.

તળાવ—જેની ચારે બાજુ જમીન અને વચ્ચે પાણી હોય તેને તળાવ કહે છે.

કાંસ—પાણી જવા માટે જમીન ખોદી કાઢી રસ્તો કરેલો હોય છે તેને કાંસ કહે છે.

નાળું—લોકોને જવા માટે પાણીના વહેળા ઉપર જે ચણતર કરી રસ્તો કરેલો હોય છે તેને નાળું કહે છે.

પૂલ—નદી અગર પાણીના મોટા વહેળા ઉપર માણસોને અગર ગાડીઓને જવા માટે રસ્તો બાંધેલો હોય છે તેને પૂલ કહે છે.

ધર્મશાળા—જતાઆવતા પરદેશી મુસાફરને ઉતર-વાનું મકાન તેને ધર્મશાળા કહે છે.

ચરો—ખાડટેકરાવાળી પડતર જમીનને ચરો

કહે છે. ત્યાં ઢોર ઘાસ ચરી ખાય છે.

સડક—જ્યાં પત્થર ( મેટલ ) નાખી રસ્તો કરેલો હોય છે તેને સડક કહે છે.

સ્ટેશન—જે જગ્યાએ ગાડી ઉભી રહે છે અને માણસો તથા માલની ચઢઉતર થાય છે તેને સ્ટેશન કહે છે. સ્ટેશનના ઉપરીને સ્ટેશન માસ્તર કહે છે.

* મોટા ગામની નજીકમાં કોઈ પણ જાતનાં પચાસ કે સો ઘર એક જગ્યાએ બંધાય તેને પરૂ કહે છે. તે પરૂ નજીકના મોટા ગામના તાબામાં ગણાય છે. જેવું કે મંગળપરૂ, ગોપાલપરૂ, અજુપરૂ.

પરાથી વધુ ઘરોવાળા ગામને ગામડું કહે છે. જેવું કે લાંભવેલ, ઝીંટોડીઆ, અજરપુરા, સુરેલી વગેરે.

તેથી વધુ ઘરોવાળા ગામને મોટું ગામ કહે છે. જેવું કે આણંદ, ઉમરેઠ, ભાલેજ, ઓડ,

---

* દરેક શિક્ષકે પોતાની નજીક જે પરૂં આવેલું હોય તે છોકરાને યાદ આપી પરૂ, ગામડું અને મોટા ગામનો ફેર સમજાવવો.

અડાસ, સારસા વગેરે.

મોટા ગામનો અને નાના ગામનો તફાવત વસ્તીના આંકડા આપ્યા છે તે ઉપરથી ઝટ માલમ પડશે.

ઘણાં ગામ તથા પરાં ભેગાં થાય તેને તાલુકો કહે છે. આપણા તાલુકાને આણંદ તાલુકો કહે છે.

સીમા—ઉત્તરે નડીઆદ અને ઠાસરા તાલુકા, દક્ષિણે બોરસદ તાલુકો, પૂર્વે મહી નદી અને ગાયકવાડનું રાજ્ય; પશ્ચિમે નડીઆદ તાલુકો ને ગાયકવાડનું રાજ્ય છે.

નદી—મહી.

ધર્મ—હિન્દુ, ઈસ્લામ, જરથોસ્ત અને ખ્રિસ્તી.

જાત—હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી.

જમીન અને પાક—મહી નદીની આસપાસનો ભાગ ખાડાટેકરા અને કોતરવાળો છે. મહી નદીના કાંઠાનો કેટલોક ભાગ ભાઠાની જમીન તરીકે ગણાય છે. તેમાં શાકભાજી તથા શકરટેટી વગેરે થાય છે. બાકીની ગોરાડુ જમીન રસાળ અને ફળદ્રુપ હોવાથી

બાજરી, ડાંગર, તુવેર, તલ, દીવેલી, કોદરા, બાવટો, કપાસ, તમાકુ, જીરૂ, વળીઆરી, મગ, મઠ, અડદ, ઝાલર ( વાલ ) વગેરે થાય છે.

ધંધો—મુખ્ય ધંધો ખેતીનો છે અને તાલુકાનો મોટો ભાગ ખેતી ઉપર જ ગુજરાન ચલાવે છે. બાકીનો થોડો ભાગ વેપાર કરી તથા થોડો ભાગ નોકરી અને મજુરી કરી ગુજરાન ચલાવે છે.

નિકાસઃ—તમાકુ, જીરૂ, વળીઆરી, કપાસ, તુવેરની દાળની છે.

આયાતઃ—કાપડ, ખાંડ, ચાહ, કરીયાણું, લોખંડ કેરોસીન ( ગ્યાસતેલ ), કાચનો સામાન, સ્લેટ, પેન, પેન્સીલ, હોલ્ડર, કાગળ, ચપ્પુ, કાતર, સોય, દોરા, રંગ, દવાઓ વગેરે.

વાંટા—થામણા અને નાપાડ.

કસ્બા—આણંદ, ભાલેજ અને નાપાડ.

રેલ્વે સ્ટેશનોઃ—બોરીઆવી, આણંદ, નાવલી ( વડોદ ), અડાસ, વાસદ, કરમસદ, સદનાપુરા, ભાળજ, ઓડ અને ઉમરેઠ.

જે સ્ટેશને એકથી વધુ ગાડી ભેગી થાય તેને જંકશન સ્ટેશન કહે છે.

આણંદ જંકશન સ્ટેશન કહેવાય છે.

યાત્રાનું સ્થળ—લાંભવેલ.

## રાજ્ય વહીવટ

ગામડામાં મુખી, તલાટી અને નિશાળના માસ્તર રહે છે.

મુખી—તલાટીને મહેસુલ ઉઘરાવવામાં મદદ કરે છે અને ચોરી તથા મારામારીની ફરીઆદ સાંભળી તાલુકે મોકલે છે. મુખી ગામનો રાજા અગર મુખ્ય અમલદાર કહેવાય છે.

તલાટી—મહેસુલ ઉઘરાવે છે અને તે તાલુકે મોકલે છે તથા ચોરાને લગતું બીજું કામ કરે છે. તલાટી જે જગ્યાએ બેસી કામ કરે છે તેને ચોરો કહે છે.

માસ્તર—ભણાવવાનું કામકરે છે અને જે જગ્યાએ તે ભણાવે છે તેને નિશાળ કહે છે.

માસ્તરના ઉપરી અધિકારીને ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ કહે છે. તેઓ નિશાળો તપાસવાનું તથા પરીક્ષા લેવાનું કામ કરે છે.

તાલુકામાં મામલતદાર, ફોજદાર, દાક્તર, સબરજીસ્ટ્રાર, વેક્સીનેટર વગેરે અમલદાર રહે છે.

મામલતદાર—મહેસુલ ઉઘરાવવાનું તથા રેવન્યુખાતાનું તુમારી કામ કરે છે. ચોરી અને મારામારીના તે જ્યારે કેસ ચલાવે છે ત્યારે તે માજીસ્ટ્રેટ કહેવાય છે. તેમની ઑફીસને કચેરી અગર કોર્ટ કહે છે.

ફોજદાર—ગામ સાચવવું. ચોર અને ખૂન કરનારને પકડવા અને એવા ગુન્હાની તપાસ કરવાનું કામ કરે છે. તેમના તાબા નીચે જમાદાર, હવાલદાર, નાયક અને પોલીસ રહે છે. પોલીસને રહેવાની જગ્યાને થાણું કહે છે.

સબરજીસ્ટ્રાર—ઘર અગર ખેતર વેચીએ કે રાખીએ અગર ગીરો મૂકીએ કે રાખીએ ત્યારે જે લખાણ કરે છે તેને દસ્તાવેજ કહે છે. દસ્તાવેજ નોંધનારને સબરજીસ્ટ્રાર સાહેબ કહે છે.

દસ્તાવેજના કાગળ તથા કોર્ટની ટિકિટો વેચનારને સ્ટામ્પ વેન્ડર કહે છે.

મુન્સફ—માગતા લહેણા તથા જમીનના તકરારી કેસના ચુકાદા આપનારને મુન્સફ સાહેબ કહે છે. તેમની કચેરીને દીવાની કોર્ટ કહે છે.

દાક્તર—માંદા માણસને તપાસવાનું અને દવા આપવાનું કામ કરે છે. તેમના હાથ નીચે દવા આપવા રહે છે તેને કમ્પાઉન્ડર કહે છે. જ્યાં આપણને તપાસી દવા આપે છે તે ઓફીસને દવાખાનું કહે છે.

વેટેનરી સરજન—ઢોરાંના દાક્તર. જે જગ્યાએ જાનવરની દવા કરવામાં આવે છે તેને ઢોરાંનું દવાખાનું કહે છે અને ત્યાં જે દવા કરે છે તેને ઢોરાંના દાક્તર કહે છે.

વેક્સીનેટર—છોકરાંને બળીઆ ટાંકવાનું કામ કરે છે. તેને વેક્સીનેટર કે શીતળા ટાંકનાર કહે છે.

ઓપિયમ ખાતું—જ્યાં અફીણ, ભાંગ અને ગાંજો મળે છે તેને સનંદી દુકાન કહે છે. તેના વેચનારને લાયસન્સદાર (ઈજારદાર) કહે છે. દારૂ-

 ૨૮૫૦૧

ની દુકાનને દારૂનું પીઠું કહે છે. તે વેચનારને દારૂના લાયસન્સદાર ( ઈજારદાર ) કહે છે.

ઇજારાની દુકાનો તપાસનારને આબકારી ( ઓપીયમ ) ઈન્સ્પેકટર સાહેબ કહે છે.

ઇંજનેરખાતું—સડકો બાંધવી, મકાનો બાંધવાં, અને તળાવ, કાંસ વગેરે ખોદાવવાનું કામ ઇંજનેર ખાતું કરે છે. તેના અમલદારને સબડીવીઝનલ ઓફીસર સાહેબ કહે છે. તેની ઓફીસને ઈંજનેર ખાતાની ઓફીસ કહે છે.

લોકલબોર્ડ—આખા તાલુકામાંથી ચુંટાએલા સભ્યોના વહીવટથી તે ચાલે છે. તે સભ્યોમાંથી ચેરમેન તથા પ્રેસીડેન્ટ નીમે છે. તેઓ તાલુકા લોકલબોર્ડની દેખરેખ રાખે છે. તેમની સાથે કામ ઉપર દેખરેખ રાખવા લોકલબોર્ડ ઓવરસીઅર રહે છે. તે તાલુકામાં ગામડાંની નિશાળનું મકાન બાંધવું તથા રીપેર કરાવવું, કુવા રીપેર કરાવવા, સેનેટરી બોર્ડ મારફત સાફસુફ રખાવવી, દીવાબત્તી કરાવવી વગેરે કામ કરે છે.

મ્યુનિસિપાલિટી—ગામમાંથી ચુંટાએલા સભ્યોના

વહીવટથી ચાલે છે. તે સભ્યોને કૌન્સીલરો કહે છે. તે સભ્યોમાંથી ચેરમેન તથા પ્રેસીડેન્ટ નીમે છે. તેઓ મ્યુનિસિપાલિટીનો વહીવટ કરે છે. તેમના હાથ નીચે સેક્રેટરી, સેનેટરી ઈન્સ્પેક્ટર વગેરે રહે છે. તેઓ ગામમાં દીવાબત્તી કરાવવી, ગંદકી વાળી સાફ રખાવવું, ગામમાં સડકો બંધાવવી વગેરે લોકોપયોગી કામ કરે છે.

પોસ્ટખાતું ( ટપાલખાતું )—આપણા ઉપર બહાર ગામથી જે કાગળ આવે છે તેને ટપાલ કહે છે. જે કાગળ લાવે છે તેને ટપાલી કે પોસ્ટ મેન કહે છે. જેમાં આપણે કાગળ નાખીએ છીએ તેને કાગળ નાખવાની પેટી કહે છે. જ્યાં આપણને કાગળ ( કાર્ડ તથા કવર–કોથળી ) વેચાતાં મળે તેને પોસ્ટ ઓફીસ અગર ટપાલ ઓફીસ કહે છે. તેના માસ્તરને પોસ્ટ માસ્તર કહે છે.

આણંદ તાલુકામાં નાનાં મોટાં ૮૫ ગામ છે. તેનાં નામ: આણંદ, ઉમરેઠ, અરડી, ઘોરા, પણસોરા, વણસોલ, થામણા, લિંગડા, પરવટા, નવાપુરા, બેચરી, રણછોડપુર, જાખલા, ભાટપુરા, મેઘવા, બડાપુરા, આસીપુરા, રતનપુરા, હમીદપુરા, ડાગજીપુરા,

ગંગાપુરા; સૈયદપુરા, સુરેલી, ખાંખણપુર, ધુલેટા, સુંદલપુર, ફતેપુરા, સરદારપુરા, ભાલેજ, રાહતલાવ, અજરપુરા, કાસર, ખાનકુવા, કણભાઈપુરા, ઓડ, ભરોડા, અહીમા, સીલી, લાલપુર, ખોડવાડ, બલેસરપુરા, બોરીઆવી, સામરખા, સાદાનાપુરા, રાવળાપુરા, કુંજરાવ, લાલપુર, તરણોલ, રાસનોલ, નાનવાપુરા, અજુપુરા, ખંભોલજ, ધોળી, પરતાપપુર, ખાનપુર, ખેરડા, બેડવા, સારસા, વધાસી, ચિખોદ્રા, મોગર, ભોજકુવા, વહેરા ખાડી, રાજુપુરા, અંકલાવડી, રાનપુર, વાસદ, અડાસ, વડોદ, ગોપાલપુરા, હાડગુડ, જહાંગીરપુરા, ગામડી, લાંભવેલ, ઝીંટોડીઆ, ગાના, મેઘવા, નાવલી, નાપાડ, ખાંધલી, વાંસખીલીઆ, સંદેસર, કરમસદ, વલાસણ, જાંખરીઆ વગેરે.

## જાણવા લાયક સ્થળો

આણંદ (પરાં સાથે)—૧૧૦૫૪ માણસની વસ્તી છે. તાલુકાનું મુખ્ય ગામ અને રેલ્વેનું મોટું જંકશન સ્ટેશન છે. રેલ્વે સ્ટેશન ઉપર માણસોને જવા આવવા સારૂ બે પુલ છે. સ્ટેશન ઉપર લગભગ ૩૦૦ માણસો કામ કરે છે. સ્ટેશનનું મકાન

તદ્દન પત્થરનું ધાબાવાળું સુંદર બાંધેલું છે. સ્ટેશન ઉપર ઉતારૂઓને જમવા માટે હોટલ છે. આણંદથી ગોધરા, ખંભાત, વડોદરા અને અમદાવાદ તરફ ગાડીઓ જાય છે. સ્ટેશન ઉપર શેઠ પ્રેમચંદ રાયચંદ અને ભાટીઆ ધરમશી પુરુષોત્તમની બંધાવેલી બે મોટી ધર્મશાળાઓ છે. શ્રાવક લોકોનો અપાસરો છે. ગવર્નમેન્ટ દૂધની ડેરી છે. પાદરીનાં બે મોટાં દવાખાનાં છે. બન્ને દવાખાનામાં પાણીના નળ અને વીજળીના દીવા છે. એ દવાખાનામાં બહારગામના ઘણા લોકો દવા કરાવવા આવે છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીની હાઈસ્કૂલ તથા બોર્ડીંગ હાઉસ વગેરે જોવાલાયક છે. ઓઈલ મીલ, કપાસનાં જીન, દળવાનાં તથા ડાંગર ખાંડવાનાં કારખાનાં, છાપખાનાં તથા તિજોરીનું કારખાનું વગેરે છે. મામલતદારની કચેરી, પોસ્ટ ઓફીસ, લોકલબોર્ડ અને મ્યુનિસિપાલ ઓફીસ, ઈજનેર ખાતાની ઓફીસ વગેરે છે. આણંદમાં દૂધના સંચા ઘણા છે અને બહારગામ મલાઈ, સાપરેટ તથા દૂધ બહુ જાય છે. આણંદમાં સાપરેટની ભૂકી (કેસીન)નો વેપાર સારો છે. આણંદની તપખીર વખણાય છે અને બહારગામ તે જથાબંધ જાય છે.

આણંદમાં તુવેરની દાળની ઘણી ખળીઓ છે, તેથી તુવેરની દાળ, દાળનાં છોડાં તથા ચુનું બહારગામ ઘણું જાય છે. લીંબુની વાડીઓ ઘણી છે અને પુષ્કળ લીંબુ બહારગામ ચઢે છે. આણંદ વેપારનું મથક હોઇ વેપારમાં પહેલા નંબરનું ગામ છે. આણંદ ગામની નજીકમાં વાડીવાળા હનુમાન તથા જાગનાથ મહાદેવનું મોટું મંદિર જોવાલાયક છે. મહાદેવની મૂર્તિ બહુ જ જુના વખતની જમીનમાંથી નીકળેલી છે. મહાદેવની સામે ગુરૂ દત્તાત્રેયનું મંદિર છે. મંદિરની આસપાસ સુંદર બગીચો છે. તે સિવાય આણંદમાં રામજી મંદિર, સ્વામિનારાયણનું મંદિર, ગોસાઈજી મહારાજની બેઠક, નારાયણદેવ મહાદેવ, લોટીઆ તળાવ ઉપર લોટેશ્વર મહાદેવ, આર્ય સમાજનું મન્દિર, મુસલમાનની મસ્જીદ, ખ્રિસ્તીઓનાં ત્રણ મીશન; જેવાંકે રોમન કેથોલિક, મુક્તિફોજ અને આઈરીશ મીશન વગેરે છે. આણંદથી બોરીઆવી થઈ નડીઆદ જવાની અને જીટોડીઆ થઈ બોરસદ જવાની કાચી સડક છે. આણંદ કસ્બો કહેવાય છે.

આણંદ તાબાનાં પરાં: મંગળપરૂં, રૂપાપરૂં,

રાજોડનું પરૂં, બાલુપરૂં, માળીઆંનું પરૂં અને ગોરંબાનું પરૂં.

ઉમરેઠ—૧૪૦૫૨ માણસની વસ્તી છે વેપારમાં બીજા નંબરનું ગામ છે. ત્યાં ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીયાની વસ્તી વધારે છે.

ઉમરેઠમાં ખેડાવાળ બ્રાહ્મણો પડીઆ, પતરાળાં બનાવવાનો ધંધો વધુ કરે છે અને ત્યાંથી બહારગામ પડીઆ, પતરાળાં બહુ જાય છે. આ બાજુ કુવાનાં પાણી ઊંડાં છે. ઉમરેઠમાં મુન્સફ કોર્ટ, દીવાની કોર્ટ, દવાખાનું, જ્યુબિલિ હાઈસ્કુલ, ફોજદારની કચેરી, સબરજીસ્ટ્રાર ઓફીસ, પોસ્ટ ઓફીસ અને મ્યુનિસિપાલ ઓફીસ છે. સંતરામ મહારાજનું મંદીર અને જુનીવાવ છે વાવ ઉપર ભદ્રકાળી માતાનું દહેરૂં છે. કપાસનું જીન અને દિવાસળી બનાવવાનું કારખાનું છે. દિવાસળીના કારખાનાને લીધે લોકોને દિવાસળીનાં ખોખાં બનાવવાનો ધંધો સારો ચાલે છે. ઉમરેઠથી ડાકોરની કાચી સડક છે.

ઓડ—૬૯૭૫ માણસની વસ્તી છે. ગામમાં પાટીદારની વસ્તી વધારે છે. ત્યાંના કુવા ઊંડા છે

તેથી વડીલોના વખતથી કહેવત ચાલતી આવે છે કે "ઓડઉમરેઠના ઊંડા કુવા અને જે દીકરી દે તેના બાપ મુઆ."

સારસા—૫૦૩૨ માણસની વસ્તી છે. ગામમાં કુબેરદાસ મહારાજનું મંદિર છે. મંદિરનો ઘાટ ડાકોરના રણછોડજીના મંદિરને મળતો છે એમ કહેવાય છે. ગોકળઆઠમ (જન્માષ્ટમી)ને દીવસે મેળો ભરાય છે. નાવલી સ્ટેશનથી સારસા ભાડાની મોટર ફરે છે.

વાસદ—૨૭૫૭ માણસની વસ્તી છે વેપારમાં ત્રીજા નંબરનું ગામ છે. તુવેરની દાળની ખળીઓ ઘણી છે અને બહારગામ દાળ પુષ્કળ ચઢે છે. મહી નદી ઉપર આવેલું છે. મહી નદી ઉપર મોટો પુલ બાંધેલો છે તે જોવાલાયક છે. મહીસાગર ન્હાવા ઘણા લોકો આવે છે. વાસદથી બોરસદની કાચી સડક છે અને ત્યાં રોજ મોટરો આવજા કરે છે. વાસદથી કઠાણા—અદલપુરની રેલ્વે બંધાય છે.

ભાળજ—૩૮૩૧ માણસની વસ્તી છે. ભાળજ કસ્બો કહેવાય છે. લોકલબોર્ડની ગુજરાતી નિશાળનું

મકાન જોવાલાયક છે. સિદ્ધરાજ જયસિંહે બંધાવેલી જુની વાવ છે ત્યાં ધ્રો આઠમને દીવસે મેળો ભરાય છે.

બોરીઆવી—૪૧૮૧ માણસની વસ્તી છે. સ્ટેશન ઉપર મુંબાઈના શેઠની બંધાવેલી સ્વામિનારાયણના મંદિરની મોટી ધર્મશાળા છે. રેવાશંકર વૈદ્યનો બંગલો છે. ગામમાં શાકભાજી સારી થાય છે. ત્યાંથી વડતાલ જવાનો રસ્તો છે અને ત્યાં ભાડાની મોટરો ફરે છે. ત્યાંથી વડતાલ સુધીનો રેલ્વે બંધાય છે. બોરીઆવીના મુખીએ ભારે વરસાદ વખતે લોકોને સારી મદદ કરી હતી તેથી સરકારે તેમને રાવ સાહેબનો ખીતાબ આપ્યો છે.

લાંભવેલ—૧૩૦૩ માણસની વસ્તી છે. આણંદથી બે માઈલ અને બોરીઆવી સ્ટેશનથી ત્રણ માઈલ દૂર છે. ત્યાં લાંભવેલા હનુમાનનું મોટું દેવસ્થાન છે. ઘણા લોકો ત્યાં દર્શન કરવા તથા છોકરાની બાધા કરવા આવે છે. કાળી ચૌદશને દિવસે ઘણા લોકો ત્યાં તેલ ને સિંદુર ચઢાવે છે. ગોકળઆઠમ ( જન્માષ્ટમી )ને દિવસે ત્યાં મેળો ભરાય છે.

ભરોડા—૧૫૭૯ માણસની વસ્તી છે. ગામમાં

ખરેરીઓ કુવો જોવાલાયક છે.

વલાસણ—૧૬૪૦ માણસની વસ્તી છે. વલાસણ ઈનામી ગામ કહેવાય છે. ઇનામદાર બારોટ છે. વલાસણની તમાકુ વખણાય છે.

થામણા (તળપદ) ૧૬૫૨ અને થામણા વાંટો ૧૫૧ માણસની વસ્તી છે. ગામમાં દવેજી બ્રાહ્મણ પૈસાદાર હતા તે ઊંટ ઉપર હીરા ભરી લાવ્યા હતા એમ કહેવાય છે. ત્યાં દવેની હવેલીનાં પડી ગએલાં ખંડેર હજુ હયાત છે.

નાપાડ—તળપદ ૨૩૭૮ ને નાપાડ વાંટા ૩૧૦૩ માણસની વસ્તી છે. નાપાડ કસ્બો કહેવાય છે. પહેલાં નાપાડ તાલુકો કહેવાતો અને ત્યાં કચેરી હતી.

ખંભોળજ—૨૯૭૭ માણસની વસ્તી છે. ગામમાં ફોજદારની કચેરી અને પોલીસનું થાણું છે.

ઝીંટોડીઆ—૮૮૪ માણસની વસ્તી છે. ત્યાં વૈજનાથ મહાદેવનું જુનું જોવાલાયક દહેરૂં છે. ત્યાં ગોકળ આઠમ અને ધ્રો આઠમને દિવસે મેળો ભરાય છે.

---

# ખેડા જીલ્લાનું સામાન્ય વર્ણન

સીમા—ઉત્તરે મહીકાંઠા એજન્સી, અમદાવાદ

જીલ્લો અને વડોદરા સંસ્થાનનું દહેગામ પરગણું છે. દક્ષિણે મહી નદી અને ખંભાતનું સંસ્થાન છે. પૂર્વે મહી નદી અને પશ્ચિમે સાબરમતી નદી અને અમદાવાદ જીલ્લો છે.

વિસ્તાર અને વસ્તી—આ જીલ્લાનું ક્ષેત્રફળ લગભગ ૧૬૦૦ ચોરસ માઈલ છે. અને વસ્તી ૭૧૦૯૮૨ માણસની છે.

નદીઓ—સાબરમતી, મેશ્વો, વાત્રક, ખારી, માઝુમ, મહોર, વરાંસી, શેઢી, લુણી અને મહી.

જાત્રાનાં સ્થળ—ડાકોર, વડતાલ, પાલ્લાં, લાંભવેલ અને આશાપુરી વગેરે.

સ્ટેશનો—કનીજ, મહેમદાવાદ, ગોઠાજ, નડિયાદ, વીણા, મહુધા, વડથલ, કઠલાલ, દાગલવાડા, કપડવંજ, ઉતરસંડા, બોરીઆવી, આણંદ, સદનાપુરા, ભાલેજ, ઓડ, ઉમરેઠ, ડાકોર, ઠાસરા, અંગાડી, સેવાલીઆ, કરમસદ, બોચાસણ, વીરોલ, નાવલી, અડાસરોડ અને વાસદ વગેરે.

તાલુકા—(૧) કવડવણજ, (૨) ઠાસરા, (૩) નડિયાદ, (૪) મહેમદાવાદ, (૫) માતર, (૬) આણંદ અને (૭) બોરસદ.

---

# અમારે ત્યાં મળતાં પુસ્તકો

| | |
|---|---|
| શ્રીમદ્ ભાગવત ક્રા. ૫-૦-૦ | આર્યભિષક ૪- ૦-૦ |
| શ્રી જ્ઞાનેશ્વરી ગીતા ૨-૧૨-૦ | ગિરધરકૃત રામાયણ ૨- ૪-૦ |
| શ્રી દાસ બોધ ૨-૮-૦ | પ્રભુમય જીવન ૦-૧૨-૦ |
| મહાન નેપોલીઅન ૩-૦-૦ | મહાન અકબર ૧- ૪-૦ |
| સ્વર્ગનું વિમાન ૧- ૬-૦ | સ્વર્ગનો ખજાનો ૧- ૬-૦ |
| શ્રી ભજનસાગર ૦-૯-૦ | આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૦- ૫-૦ |
| શ્રી શિવાજી છત્રપતિ ૨-૪-૦ | વીર દુર્ગાદાસ ૦-૧૨-૦ |
| આગળ ધસો ૧-૧૨-૦ | સાહિત્યાદર્શ ૧-૧૨-૦ |
| મહાભારતનું શાન્તિ પર્વ ૫-૦-૦ | મોગલવંશ ૦-૧૨-૦ |
| પરાક્રમી પોરસ ૧-૪-૦ | કરણઘેલો ૧ -૮-૦ |
| રાજર્ષિ ભરત ૧-૪-૦ | મેવાડ પતન ૧- ૦-૦ |
| પાટણની પ્રભુતા ૨-૦-૦ | ગુજરાતનો નાથ ૨- ૦-૦ |
| લઘુ મહાભારત ૦-૧૨-૦ | સીતાહરણ ૦-૧૨-૦ |
| મેવાડની જાહોજલાલી ૦-૧૨-૦ | અજમેરનો અજીતસિંહ ૨- ૮-૦ |
| હરિશ્ચંદ્ર ભા. ૧ ૩-૦-૦ | કથામંજરી ભા. ૧ ૨- ૦-૦ |
| ,, ભા. ૨ ૨-૮-૦ | ,, ભા. ૨ ૩- ૦-૦ |
| ,, ભા. ૩ ૨-૮-૦ | ,, ભા. ૩ ૨- ૦-૦ |
| ગૃહિણી ભૂષણ ભા. ૨ ૦-૧૦-૦ | સરસ્વતીચંદ્ર ભા. ૨ ૨- ૪-૦ |
| અનંત આખ્યાનમાળા ભા. ૧ ૨-૪-૦ | ફૂલમાળા ભા. ૧ ૦-૧૦-૦ |
| ,, ભા. ૨ ૨-૦-૦ | નાગાનન્દ ૦- ૮-૦ |

ખેડા જીલ્લાની ભૂગોળ કીમત ૦-૨-૬

પુસ્તકો બહારગામ વી. પી. થી મોકલવામાં આવશે.

**બુકસેલર્સ સી. એચ. દવે એન્ડ કો. આણંદ**